# ઇન્દુમતી

## નાટકના ઓપેરા.

વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

રચી પ્રસિદ્ધ કરનાર


**રાવળ ત્રંબકલાલ દેવશંકર.**

વાંકાનેર [illegible] ના માલેક

વડોદરા.



આવૃત્તિ ૧ લી. નકલ ૨૦૦૦.





સંવત ૧૯૬૯. સન ૧૯૧૩.

અમદાવાદ શાહાપુર વનમાળી વાંકાની પોળમાં **હરીભાઇ દલપતરામે** પોતાના "**ગ્રંથોદય**" પ્રેસમાં છાપ્યો.

**કીંમત રૂ. ૦-૨-૦.**

# ઇન્દુમતી નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

પ્રવેશ ૧ લો–જુનાગઢ પાસે વંથળીના રાહુ રાજાની રાણી નીલમનું પુજનગૃહ–નીલી સોમનાથની સ્તુતિ કરે છે. ત્યાં રાહુનું આવવું અને રાહુનાં અનીતિ ભરેલાં કામો અટકાવવા માટે નીલીની નીતિમય આજીજી અને નવઘણનો સંબંધ કરવા માટે વિવેચન. ત્યાર બાદ નવઘણનું આણું જવું. અને બાતમીદારના કહેવાથી ગીરનારના જાત્રાળુના સંઘની લુટ કરવા માટે રાહુની તૈયારી.

પ્ર. ૨ જો–શીલપ્રસ્થમાં ભાર્ગવસેનનું કુટુંબ—ભાર્ગવસેનની પુત્રી ઇન્દુમતીનાં લગ્ન પાટણના રાજા મુળરાજ સાથે કરવા રાણી મનોરમા તથા વૃદ્ધ મંત્રી પુનમચંદનો વીચાર. તેમાં નીચ પાસવાન ભોગીલાલ તથા કૃતઘ્ની કાળીદાસના ભંભેર્યાથી ભાર્ગવસેન પોતાના જુના દીવાન પુનમચંદને દેશનીકાલ કરે છે, અને ઇન્દુમતીને લાહોરના રાજા જયપાળ સાથે વરાવવા નિશ્ચય કરે છે. આથી ઇન્દુમતીનું નાશી જવું.

પ્ર. ૩ જો–રાહુના હજુરી હીરાનું ઘર–હીર હીરાની નીતિ અનીતિ માટે પરસ્પર ચર્ચા અને હીરાનું સંઘમાં લુટ કરવા જવું.

પ્ર. ૪ થો–ગીરનારની ગુફા—રાહુની પોતાના માણસો સાથે લુટ કરવા માટે ગોઠવણ. પાછળથી ભોગીલાલનો કાગળ લઇ

હીરાનું આવવું. કાગળની હકીકતથી વાકેફ થતાં ઇન્દુમતીને કબજે કરીને પોતાના કુંવર સાથે પરણાવવાનો નિશ્ચય. બાદ સંઘનું આવવું, ત્યાં રાહુની લુંટફાટ. તેમાં કન્યા વિક્રયી મહા લોભી ડાહ્યાલાલ નામના બ્રાહ્મણનું તેના પૈસા લુંટાઇ જવાથી ગાંડો થઇ નાશી જવું, ને તેની સ્ત્રી અમૃતનું ધીરજપણું.

પ્ર. ૫. મો—**આબુની તળેટી**—ઇન્દુમતીનું જોગણ વેશે અરણ્યમાં આવવું, ત્યાં અમૃતના અનાયાસે ભેટો. બંનેના દુઃખની દાદ સાંભળી સોમેશ્વરનું પ્રગટ થવું, અને ઇન્દુમતીની ઇચ્છા પુરી થવા માટે ઉત્તમ ચમત્કારી માળાની બક્ષીસ. ત્યાં નવઘણનું હવા ખાવા માટે આવવું, અને પાછળથી મુળરાજનું શીકાર અર્થે ત્યાં આવી ચડવું, અને રાહુને અનીતીથી અટકાવવા માટે નવઘણને ભલામણ. નવઘણનું જવું, ઇન્દુમતી તથા મુળરાજનો પરસ્પર દ્રષ્ટી રાગ થવો અને મુળરાજનું પોતાના પુર તરફ જવું. પાછળથી ઇન્દુમતીને એજ મુળરાજ એવી ખાત્રી થવાથી જન્મ જોગી નામ ધરાવી મુળરાજને મળવાની ગોઠવણ. અમૃતને બે કાગળ આપી પોતાના પિતાના રાજ્યમાંથી સડો કાઢવા માટે પ્રધાન પુનમચંદને લઇ શીલપ્રસ્થ જવા વિનંતી.

પ્ર. ૬ ઠો. **મુળરાજનો ખાનગી આવાસ**—જંગલમાં મુળરાજને શીકાર વખતે જોયેલી જોગણને માટે પરિતાપ અને પ્રવીરનો નીતિવાન બોધ. શીલપ્રસ્થથી નગરશેઠના કાગળથી પ્રવીરનું ત્યાં જવું. પાછળથી જન્મ જોગીના વેશમાં ઇન્દુમતીનું આવવું અને અન્યો અન્ય પ્રેમભાવ અને વધારે પ્રેમની

ખાત્રી કરવા માટે સોમનાથે આપેલી માળાના પ્રભાવે મુળરાજને સોમનાથ તરફ લઇ જવાની યુક્તિ.

પ્ર. ૭ મો–**નીલીનો મહેલ**—નીલી પોતાની સખીયો સાથે રાસ લે છે એટલામાં રાહુ આવી મુળરાજનું કાવતરૂં કરવા માટે નીલીને સમજાવે છે. આખરે નીલીનો કાંઇપણ ઉપાય નહિ ચાલતાં પતિની આજ્ઞાને આધીન થાય છે. નવઘણનું આણુથી આવવું, નવઘણને મ્હોંડેથી મુળરાજની તારીફ સાંભળી રાહુનો ઉભરાઇ જતો ગુસ્સો. તેથી મુળરાજ તથા ઇન્દુમતીને માટે રાહુની સોમનાથ તરફ તૈયારી.

પ્ર. ૮ મો–**શીલપ્રસ્થમાં ભાર્ગવસેનનું જીવન**—ભાર્ગવસેનની નીચ મોંગીલાલના ભરમાવ્યાથી લાહોરના રાજા જયપાળ સાથે ઇન્દુમતીના વિવાહની ગોઠવણ. અને કાળીદાસને લાહોર મોકલવો.

પ્ર. ૯ મો–**ગીરનારની તળેટી**—ઇન્દુમતીની શોધ માટે વીર વીલાપ કરતો અરણ્યમાં આથડે છે એટલામાં રાહુની લુટથી ગાંડો થઇ ગયેલો ગાંડાલાલ ત્યાં આવે છે. બાદ ગાંડાની ગમ્મત વીરનું વિદાય થવું.

પ્ર. ૧૦ મો–**સોમનાથનું મંદીર**—મુળરાજ તથા રાહુનો નીતિ અનીતિ વિષે વિવેચન કરતાં કલેશનો વધારો અને લડાઇની શરૂઆત.



## અંક બીજો.



**પ્ર० ૧ લો—શીલપ્રસ્થનું જંગલ**-ઇન્દુમતીની મોકલેલી ગાંડાલાલની સ્ત્રી અમૃતનું આવવું ને પાપીઓનાં પાપ ખાધરાં કરવા માટે જુના દીવાન પુનમચંદ તથા નગરશેઠ નિકમચંદનો નિશ્ચય અવીરનું આવવું અને જુદા જુદા વેશમાં રાજ્યમાં જવું.

**પ્ર० ૨ જો—ભોગીલાલનો ખાનગી અવાસ**—ભોગીલાલનો જન્મ દિવસ હોવાથી નાચ રંગની ગમ્મત અને પાછળથી ફકીર વેશે અવીરનું આવવું અને પાપીઓનું પકડાવું.

**પ્ર० ૩ જો—ડેડાણનો રસ્તો**—ડેડાણના ઠાકોર કાલુભાની કુંવરી કનકને રાહુનો પુત્ર નવઘણ સ્વપ્નામાં આવવાથી સ્નેહની શરૂઆત ને સખીઓની ગમત.

**પ્ર० ૪ થો—મનોરમાનો મહેલ**—રાણી મનોરમા તથા અવીર વિલાપ કરે છે એટલામાં ભાર્ગવસેન આવી વિલાપ કરતાં અટકાવે છે. પણ યુવરાજ પ્રવીર પાપી ભોગીલાલ પાસેથી મળેલો કાગળ ભાર્ગવસેનને વંચાવતાં તેઓની કૃતઘ્નતા વિષે થતો પરિતાપ. દાંભીકોને દેશનીકાલની સજા. ત્યાર બાદ અમૃત પાસેથી ઇન્દુમતીનો નીકળેલો કાગળ વાંચી પાપનો પરિતાપ કરતાં રાજ્ય છોડી જંગલમાં જવું.

**પ્ર० ૫ મો—વીરૂનું ઘર**—વીરૂ ઉપર હીરો આશક હોવાથી તેને ઘેર આવે છે તેટલામાં વીરૂના ધણી વીરાના આવવાથી પોતાના બચાવને માટે હીરો બૈરીનાં કપડાં પહેરી ઘંટીએ દળવા બેસી જાય છે. વીરો જાય છે ને હીરૂ આવે છે તે હીરાને ઓળખતાં પરસ્પર હીરૂ વીરૂની લડાઇ અને હીરાની ફજેતી.

પ્ર० ૬ ઠો–ડેડાણુમાં કનકપ્પાનો બગીચો–કનકપ્પાનું પોતાની સખીઓ સાથે ફરવા આવવું ત્યાં નવઘણુનો અચાનક મેળાપ પરસ્પર પીછાણુ અને પ્રેમ સંવાદ.

પ્ર० ૭ મો–રાહુનો પોતાના માણસો સાથે ઇન્દુમતીને પકડવાનો વિચાર—તેટલામાં ભાર્ગવસેને દેશનીકાલ કરેલ ભોગીલાલનો ભેટો થાય છે તેથી રાહુ ખુશી થાય છે, જોગી રૂપે સોમનાથ આવી રાહુને નીતિ રસ્તે જવા સમજાવે છે. તે નહિ માનતાં ઇન્દુમતીને શોધવા જાય છે.

પ્ર० ૮ મો–સ્થળ જન્મ જોગીની ઝુપડી—અમૃત ઇન્દુમતીને પોતાના રાજ્યની હકીકત જાહેર કરે છે ત્યાં અમૃતનો વર ગાંડો આવી નાશી જાય છે તેને જોઇ અમૃત ખેદ કરે છે. મુળરાજનું આવવું, પ્રેમમાં વિહ્વલ થયેલ જોઇ ઇન્દુમતી પ્રગટ થઇ ભેટે છે, પરસ્પર પ્રીતિ બંધાય છે. બાદ મુળરાજનું જવું. તેટલામાં બાતમીદારોના કહેવાથી રાહુ ત્યાં આવે છે ને ઇન્દુમતીને લઇ જાય છે. પાછળથી અમૃત પોતાની સખી ઇન્દુમતીને છોડાવવા ભીલડીનો વેશ ધારણુ કરી રાહુના રાજ તરફ જાય છે.

પ્ર० ૯ મો–બાદર નદીપરનો વસંત બાગ—નીલીએ પોતાના પતિની આજ્ઞા પાળવા માટે મુળરાજને ફસાવવા કરેલી યુક્તિ. ત્યાં ઇન્દુમતીને શોધતાં વીરનું આવવું. મહારાજા મુળરાજનું કાવતરું થાય છે એવી ખબર થતાં મહાન વિચાર કરે છે, ત્યાં મુળરાજનો હજુરી જાદવ આવે છે તેને સર્વ હકીકત કહી, મુળરાજને છોડાવી, જાદવ તથા મુળરાજને વિદાય કરે છે અને વીર જાય છે ત્યાં રાહુ સામો મળે છે ને

વીરને પકડી પાડે છે ને રાણીની અંદર ખુમ સાંભળતાં તેને કેદ થયેલા જોઇ અત્યંત ગુસ્સે થાય છે. ઇન્દુમતીનાં લગ્ન નવઘણ સાથે કરવા કહે છે, તે વાત વીરને નહિ રૂચતાં બળતા લોહના સ્થંભની સાથે બાથ ભીડતાં સોમનાથની સહાયથી વીરનો બચાવ થાય છે.

---

## અંક ત્રીજો.



**પ્ર. ૧ લો-હીરૂનું ઘર**—ઘેર હીરાની તકરાર અને હીરાનો તીરસ્કાર.

**પ્ર. ૨ જો-નીલીનો મહેલ**-બેભાન પડેલી ઇન્દુમતીને નીલી તથા નવઘણ તરફથી મળેલી શાન્તી. ત્યાં રાહુ આવી નવઘણને ઇન્દુમતી સાથે લગ્ન કરવા કહે છે, પરંતુ નીતિવાન નવઘણે ઇન્દુને બહેન તરીકે કબુલાત કરી છે, તેથી પિતાનાં વાકયોનો અનાદર કરે છે જેથી રાહુ ગુસ્સે થઇ ચાલ્યો જાય છે.

**પ્ર. ૩ જો-મુળરાજનો દરબાર**—રાહુનો નાશ કરવા માટે મુળરાજને સોમનાથ તરફથી મળેલી સુચના, લડાઇની તૈયારી તેમાં ઇન્દુમતીના કાગળથી બેવડો જુસ્સો.

**પ્ર. ૪ થો-સ્થળ રસ્તો**—હીરો ઇન્દુમતી નાશી જવાની ખબર થતાં વિચાર કરે છે.

**પ્ર. ૫ મો-ગીરનારની તળેટી**—જોગી રૂપે ભાર્ગવસેનને સોમનાથે સોંપેલ બાળક અને સોમનાથની કૃપાએ કરી બન્ને બાળકોનો ભાર્ગવસેનને ભેટો થાય છે તેટલામાં ગાંડાનું આવવું. તેનો

માસ ગયેલ પાછો મળતાં ગાંડામાંથી ડાહ્યા થવું. અને પાછળથી પતિ પત્નિના આનંદનો અવધી ને શીલપ્રસ્થ જવાની તૈયારી.

પ્ર. ૬ ઠો-ઉડાણમાં મગજીઆનો મહેલ—પોતાની માતાની સંમતીથી નવઘણનું ઉડાણુ આવવું અને ત્યાં કનક સાથે જાહેર વિવાહ.

પ્ર. ૭ મો-હીરૂનું ઘર—હીરૂનું મનામણું અને થયેલી ભુલની કબુલાત સાથે પ્રેમી જોડાના પરસ્પર આનંદ.

પ્ર. ૮ મો-મુળરાજનો ખાનગી આવાસ—ઇન્દુમતીની સાથે મુળરાજના લગ્નની ધામધુમ અને યુદ્ધમાં જવાની તૈયારી.

પ્ર. ૯ મો લડાઇનું મેદાન—મુળરાજ તથા રાહુની ભયંકર લડાઇ તેમાં નીચ ભોગીલાલ તથા રાહુનું મરણ. નીલી તથા નવઘણનું આવવું અને નીલી તથા નવઘણે કરેલા ઉપકારના બદલામાં ઇન્દુમતીની સંમતીથી મહારાજા મુળરાજ નવઘણને જુનાગઢની ગાદી અર્પણ કરે છે. આખરે સાધવી નીલી સર્વેને આશીરવચન આપી પોતાના પતિ પાછળ સતિ થતાં ખેલની સમાપ્તી.



## પાત્રોનાં નામ.

ઇન્દુમતી.......................શીલપ્રસ્થના રાજાની પુત્રી.
ભાર્ગવસેન.......................શીલપ્રસ્થનો રાજા.
મનોરમા.......................શીલપ્રસ્થના રાજાની રાણી.
વીર તથા પ્રવીર.......................તેના કુમ
રાહુ  ગ્રહરીપુ ).......................વંથળીનો રાજા.
નીલી.......................તેની રાણી.
નવઘણ.......................તેનો પુત્ર.
હીરો તથા વીરો.......................તેના હજુરીઆ.
હીરૂ તથા વીરૂ.......................નીલીની મુખ્ય દાશીઓ.
પુનમચંદ.......................ભાર્ગવસેનનો પ્રધાન.
ભોગીલાલ.......................ભાર્ગવસેનનો નવો દીવાન.
કાળીદાસ.......................નાયબ દીવાન.
મુળરાજ.......................પાટણનો રાજા.
માદવ.......................તેનો હજુરી.
નીકમચંદ.......................શીલપ્રસ્થનો નગરશેઠ.
ગાંડાલાલ.......................એક બ્રાહ્મણ.
મગુલ.......................તેની સ્ત્રી.
મનજીબા.......................ઉંઆણના રાજા કાલુભાની રાણી.
કનકબા.......................તેની કુંવરી.

દાસીઓ, વારાંગનાઓ, સીપાઇ વગેરે.



૭૩૫૮૦

# ઈન્દુમતી નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

**નીલી** તથા **નવઘણ** }
**દાસીયો વગેરે** } ૧

જય જય ત્રિપુરારી ત્રીકાળી તું અકળ જગ ત્રાતા,
જય જય અસુરારી મુરારી તું સકળ સુખ દાતા;
શીવ શંભુ પાય વંદુ, વિજય જય દાતા—જય૦
જય દીગંબર જય અઘહર જગની અંદર તું પીતુ માતા,
ભવ ભય હર નટવર નર શિષ સહુ ધરતા—જય૦
અર્ધ ચંદ્ર રહ્યો કપાળી કંઠ વિશ ધર્યું અહા હા હા,
હર ઘડી રટે જન ઘટઘટે વિશ્વ વિધાતા—જય૦

**નીલી તથા દાસીયો—** ૨

આર્ય અભિમાન ભુપ વિચારો—
ધર્મ સારો પોતાનો ન ધારો શીદ શત્રુને વધારો,
સારી આબરૂ વિસારો જ્યાં ત્યાં જુલમ ગુજારો—
રાહુ—બુદ્ધિહીણુ શુદ્ધ કે અશુદ્ધ ધારં ડર ન તમારો,
ધર્મ આર્યથી વિરૂદ્ધ છે મારો—
મારૂં માર દુશ્મનોને કરવા ઠાર આ તલવાર;
છે તૈયાર તરફથી અપાર ધરી ખાર ભૂપ ભાર.
ઊતારૂ બેસાડું ત્રાસ દશ દીશ મ્હારો—આ૦

**ઇન્દુમતી—** ૩

ના ના નહિં અને નહિં અને વાત આવી,

**ભાર્ગવસેન—**શરમ શરમ છેક તે વિચારી આરી;

**ઇન્દુમતી—**નરમ નરમ અનુ ના તે ભાંતિ ધારી,

**વીર પ્રવીર—**પિતા પિતા ગઇ તમ સબુદ્ધિ સઘળી.

**ભાર્ગવસેન**—બક ના, નહિ સમજે તું કેમ,

**ઇન્દુમતી—**ના—

**ભાર્ગવસેન—**જોઉં છું તુજ ટેક તું ગમે કેવી રીત,

મત્ત બની મદથી અતિ છોડી પિતા પ્રતિત—

૪

**હીરૂ—**રસિયાજી વસિયાજી અંતર વ્હેલા આવજો,

વ્હેલા આવજો પ્યારા પ્રેમે નાળજો—રસિયાજી૦

**હીરો—**મન હરનારી દિલ ખુશકારી હીરૂ સાચી પ્રેમદા,

ઉમંગે આવું રંગ જમાવું સંગ શોભાવું સર્વદા.

( લ્યો હવે રજા છે )

**હીરૂ—**કામણ કરી કથજી ના જાશો,

અબળારે જાણી અધરામૃત પાશો—કામણ કરી.

**રાહુ તથા લશ્કર—** ૫

મારો કરો ઠાર દુશ્મનોને યાર,

ધીર વીરો સર્વ એકવાર થઇ તૈયાર બ્હાર—

લુટો કુટો સર્વ પથિયો કરીને ખુવાર,

સૌ ફરીને થઇ જઇએ પૂર્ણ માલદાર.

**રાહુ—**બળવંતો બળ બતલાવો ના અચકાઓ,

શરવીરો શૂર અજમાવો ના શરમાઓ;

કળીવંતો કળબળથી મારીને હરખાઓ,
સહુ આવો સહુ આવો સહુ આવો યાર—મારો.

અમૃત—

૬

જંજાળી જીવડા ઝાંઝવા જોઇ શું રાચે,
ક્ષીણભાગી હંસા સચ્ચાં મોતી શે ન ભાસે—
શ્રાવણ કેરી વાદળી જળમય થઇ નભ જાય,
તરસ્યો ચાતક ટળવળે ક્યાંથી પેટ ભરાયરે;
સ્વાતીનું બિંદુ પડવાથી પેટ ભરાશે
આશ પતંગ ઉમંગથી ગયો ગગન મોઝાર,
વિંટળાઇ વંટોળીએ પડ્યો પૃથ્વી આધારરે;
મુરખડા મનડા સંતોષેથી સુખ થાશે—જંજાળી૦

સોમેશ્વર—

૭

હાજર છું ના ધર ડર દિલ બાળ તું આ દુઃખનો જરી,
સત્વર આવ્યો છું તુજ ભક્તિથી લેવા કલેશ સહુ હરી;
આપું આ મુજ માળ તે સાચવજે ધરી પ્યાર,
ચિત્ત ધાર્યું એ આપશે કાપી દુઃખ અપાર;
હજુ છે લખ્યું તુજ ભાલમાં દુઃખ સહેજે ધીર ધરી,
નિજ ટેક સાચવ પ્યારથી મુજ નામને સ્મરી.

અમૃત—

૮

શ્યાણી સખી આમ કરીશ હું કામ અધીરી
થા તું ધીરી બ્હેની મારી બ્હેની મારીરે,
આશા પૂરશે શ્રી મોરારી રે—શ્યાણી૦

ઇન્દુ—પરપીડ જાણે કષ્ટ પીછાણે એવા જગમાં જુજ,
અમૃત—મનુષ્ય ધર્મો જાણે મર્મો ચૂક ન કરવી. બુઝ,
ઇન્દુ—સજન હૃદય અમૃત સમ સુંદર
અમૃત—પરહિત નિજ હિત છે જગ અંદર
ઇન્દુ—(ધન્ય છે તને. સખી મળો તો તારા જેવી મળજો)
અમૃત—એ તો છે ફરજ મ્હારી—થા તું ધીરી૦

સુબરાજ— ૯

આ...આ...આ મનહરણી કંચનવરણી
ને વશકરણી અરણ્ય માંહી શરણથી સટનાર.

જોગી—( દેખ યહ રાક્ષસી )
સુબરાજ—ના ના એ તો ઉરવશી—આ૦ આ૦
જોગી—( દેખ યહ જોગણી )
સુબરાજ—ના ના એ તો ભોગણી.

ભેખ ભગવો કશો મળી અરણ્યમાં હસી
ચિત્ત ચોર નાખસી સુંદર છબી ચટકદાર—આ આ૦
આ૦ મનહરણી૦

નીલી તથા દાસીયો— ૧૦

ખીલ્યો બાગ બન્યો રાગે ખીલ્યાં તરૂ જોબનેરે લોલ,
કેવી લચેલી પેલી વેલડી મળી આંબાની સંગ જળ રંગે
મીન અંગ—બન્યો૦

કોમળ અંગી કુમુદિની, નિરખે જળમાં ચંદ્ર;
પ્રેમ પરાગે પમરતી, પરખે તરૂવર વૃંદ.
રંગીલી રસિક રૂપાળી વસંતિકા ખીલી રહી,
લચકાતી લટકે રસાળી નવોઢા નાવલીયે ચહી.

નજરે નજર મળી રહી, ભમર ગુલાબની સંગ;
પ્રિયકર મનહર પુષ્પની, જોડી ઝળકે અંગ.
રસિક પરાગ સ્યો ઉડી રહ્યો, સખી બાળાને બીવરાવે,
ચંદ્ર વિનાની બની કેવી કુમુદિની મનહર પ્રેમીને ફસાવેરે.
વ્હા સખી વ્હા વ્હા ચીતડું ચળાવે પીયુને પટાવે,
પ્રેમના પોપટજી કામના કુંવરજી મનના મોહનજી—ખીલ્યો,

રાહુ— ૧૧

પ્રેમપંથી પંખિણી પીડ પરહરતીરે પ્યારી વાહ વાહ—
ક્ષત્રી બળ અજમાવવા જાઉં પ્રિયા હું રણસંગ્રામ,
**નીલી** કેકઇ દશરથ સમ સંગી થઈ આવું હું તે ઠામ.
**રાહુ**—ગાડી ગુજરાત (આજ) ભુમી બળવંતીરે લેવી—વ્હા. વ્હા.
**નીલી**-ખરી ક્ષત્રિયાણી છું સ્વામી કહું કેમ સંગ્રામ,
પણ નીતિનો અંશ તજાયે તો નવ ચાલે હામ.
**રાહુ**—અંતે અબળા (જોધા) અંતે અબળા બોલીને ફરતીરે-પ્યારી.

રાહુ— ૧૨

મુરખ અજાણ બકે શુ વાણ,
કરે શું હાણ મુકાવું હું અભિમાન
અનીતિવાન બન્યો મુળરાજ
**નવઘણ**—નથી કંઈ સાર અધીક મ્હારાજ
**રાહુ**—એ છે નાદાન ભૂલાવું ભાન તજાવું માન
લઉં આ તલવારે પ્રાણ—મુરખ૦
અબળા સબળા થઈ છે
**નીલી**—જગતમાં સમાન દ્રષ્ટે સુખ
નકામી હાય વોય એ દુઃખ

**રાહુ**—અધીક વિચાર જણાશે સાર
ગુણી ગમાર દૂર થા બસ જા—મુરખ૦

**વીરવર્મા**— ૧૩

હશે ક્યાં પ્યારી બ્હેન મારી, ભાળ મળી નહી એની મને કાંઇ.
શોધ કર્યો ભારી જોયા મેં દેશો દેશ ધારી,
જંગલ જંગલ ભટકી થાક્યો મતિ ગઇ હારી;
ભાન મુજ દેહ તણું ભુલ્યો, ભુખ તરસ સુખ દુઃખ
સહુ મેં મુક્યાંજ વીસારી—હશે.

**ગાંડાલાલ**— ૧૪

મારા પૈસા મારા પૈસા પૈસાની બલીહારી, મારા પૈસા,
પૈસાની બલીહારી પૈસા પરે હું વારી મારા પૈસા.
મુરખ પૈસાવાળો શેઠ સમજુ નિર્ધન તાણે વેઠ,
ભુખે મરતું મોટું પેટ, ઓ માડી ગઇ લાડી,
બુમ પાડી, લુચ્ચાએ લાત મારી—મારા પૈસા.
વસુ વીના નર પશુ, વસુ વીના વેપારી આપે
નહિ લુગડું તસુ. દુનીયામાં દામ મોટો,
સાથે ધોતી જોટો, એક દોરી લોટો,
એ ચોર લઇ ગયા ઓ માડી—મારા પૈસા.

**પુજારીઓ, મુળરાજ વિગેરે—૧૫**

ચંદ્રશેખરા જય કરા વિભૂવરા પ્રિયકરા શંકરા ઇશ્વરા,
નમી વિનવી પ્રણામ કરી નીત સેવા માગીએ,
લાગીએ પાય મહેશ્વરા અઘહરા શંકરા ઇશ્વરા.
ઉમાપતિ કૃતિ નવ કળાય વિશ્વ માંય મોટા મોટા રૂષી મુની મુંઝાય
એવા સ્હાયે થાઓ પ્રિયકરા દુઃખ હરા શંકરા ઇશ્વરા.

મુળરાજ--                    ૧૬

અભિમાન પાપી તારૂં હું ઉતારૂં રે અધર્મી ધીક્ક જનુની–
રાહુ--  નાદાન નક્કી જાણુ થશે હાણુ મારૂં માન દૂર—અભિમાન.
મુળરાજ–સિંહ સાથે વેર કરીને શું તું રહેશે સુખે ઠગીને,
રાહુ— અરે મૂરખ ઝાઝું નાહક નહિ તું બક જો વિચારીરે અનાડી,
મુળરાજ-બુદ્ધિ તારી ગઇ છે મારી હઠ જા જા પાપાચારી.
રાહુ— બસ ચુપ કર તું લબારી, દૂર—અભિમાન.

અમીર—                    ૧૭

ધીક છે છે ધીક્કાર નિચ દ્રોહી આ દિવાનને,
ધરમ કરમ શરમ છોડી ઉલટ પુલટ રાજ કરતા હેવાનને–ધીક છે.
જનમ્યા શીદ જનુનીની કુખે આ અવનીમાં પીશાચ રૂપે.
બો૦-નહિ હણુશો દિન ગણુશો દયા ધરશો ક્ષમા કરશો.
પ્ર૦-નફ્ટ કપટ કરતા નહિ ડરતા ધીક ધીક ધીક.
અરર કર નહિ અહા હા શીકર નહિ નિચ નિચ નિચ–ધીક છે.

કનકબા--                    ૧૮

રંગીલું રસીલું સ્વપ્ન માંહી નિરખેલું સુખ ક્યાં મળેરે લોલ–
ક્યાં મળે લાગી ગળે મારા તનડાના તાપો હરે–રંગીલું૦
સખીયો–જુઓ આરે રતિમાં રમતી ભમતી કનકબા,
આવી ઉમંગે સ્વામીની સંગે રમવા રંગે.
આ...આ...આ...જુઓ.
કનકબા–ચુપ ચુપ ચુપ ચંપકબા.
સખીયો–વાહ વાહ વાહરે કનકબા—આવી૦

**સખીયો—** ૧૯

જાણી જાણી સખી અજાણી બની બહુ સ્યાણી
બની દીલજાની બની—જાણી.

**કનકપ્રભા**—નહિ છેડો નહિ છેડો વ્હાલીડી મુક કેડો,
એ નાથ વિણ ના ગમતું.

**સખીયો**—ક્યાંથી ગમે રંગીલો રસિલો છબીલો,
સુઘડ કનક ચિત્તમાં ચોર રમે.

**કનકપ્રભા**—બહુ બોલી, અંતર ખોલી, ખરે ઘેલી,
તું મન મેલી, હઠે જા, ઝટ જા, ખસ જા,
મુરખી દુર થા—

**સખીયો**—હા હા. હા. હા૦—જાણી જાણી૦

**મનોરમા—** ૨૦

પીયુ જાશો ના એકલી મેલી હો૦ પીયુ.
સુનો થશે મુજ સુખ બગીચો સુની થશે આ
હવેલી—પીયુ.

**પ્રવીર—** જાશો ના બાપુ હડસેલી, નાખી માથે દુઃખની હેલી:

**મનોરમા**—થઇ હું ઘેલીરે આ દુઃખથી બળેલી—

**ભાર્ગવસેન**—ધીક્કટ આ છે અસાર જે સંસાર પાર ઉતારવાને,
ધારજે હે નાર તો તો દે રજા ધરી પ્યાર ધારું,
પોહોંચવા સુખકાર માટે આજ બાંધુ પુર પહેલી૦ પીયુ.

હીરૂ— ૨૧

જા જા રે, જા જા રે વીરૂ દુર થા રે નહિ શરમા રે,
હીરો—વોય મા હીરૂ લેતો જા.
મુકો મુકો રે મારી માવડી રે, વીરૂ હીરૂ છે પ્રાણની આધાર
હીરૂ— આવ્યો મળવા, બેઠો દળવા, વેશ્યાને ગણી દીલદાર,
વીરૂ— વેશ્યા તારી બ્હેન ને વેશ્યા તારી મા.
છોડી તારા બાપને તું સિધ્ધે રસ્તે જા.
હીરૂ— પરનર સાથે માણે મોજલી, છેકેલી લઉં તારાં છાજીયાં.
હીરો—નહિ લડશો હીરૂ મેર પીટયા હાજીયા.

૨૨

કનકબા—જરા રોકાઇ તો જાઓ લાડકડા લાલા હડે શું ભરાયો.
નવઘણ—રઢીયાળાં હઠીલાં અધીરાં ન થાઓ.
કનકબા—જરા રોકાઇ (૨) લાડકડા૦
કુંદનનો અંગ રંગ (જી) ઝળકે સુવર્ણ સંગ,
નવઘણ—રમણી નમણી હરણી—
( વ્હાલી હવે રજા છે. )
કનકબા—( હા પણ મજા ક્યાં છે. )
નવઘણ—વ્હાલી વદો શીદ (જી) આવાં વચન વ્યંગ.
કનકબા—ના ના, જાવા દઉં ના—જરા૦

સોમનાથ— ૨૩

માયા મસ્તાની હે મત ભૂલરે મનવા મેરા.
બ્રહ્મા વિશ્નુ શંકર ભૂલે તું દેખી મત ફુલ—મનવા૦
આતમધનકો રાશિ તેરા છીન લેગી ફુલ—મનવા૦
બનો બ્રહ્મચર્ય વો મિલાપ દેગી ફુલ—મનવા૦

સોમનાથ— ૨૪

નથી કળિયુગ છે કરજુગ દે આ હાથ લે આ હાથ.
દઇને માન લે તું માન દઇને પાન લે તું પાન,
દઇને દાન લે તું દાન દીધું જે હાથ લે તું સાથ-નથી.
બાવળનાં બીજને વાવી અબાની આશ ઉર લાવી,
નહીં જાતું જરૂર ફાવી ન્યાઇ છે નેક નિશ્ચે નાથ-નથી.

રાહુ વિગેરે— ૨૫

ચાલો મારા સરદાર શોધીએ નાજુક નાર,
ભમીને, દમીને, દુઃખ સહુ ખમીને—
બહુ રૂપી બની બાળ, પેઠી હોય જો પાતાળ;
રમણી રહી હોય જ્યાં જ્યાં જ્યાં—
રાહુ— શૂરા શૂરવિરો અરે આ વાર,
બનો બળવારો થજો તૈયાર;
સરદારો—સૌ હાજર રાજ છે સરદાર,
રાહુ— બસ ચાલો એકદમ ત્યાં ત્યાં ત્યાં—ચાલો મારા૦

અમૃત— ૨૬

શ્યામા આ સંસારની, બની ખલાસી રૂપ;
તારે સુખ દુઃખ નાવને, હોય તોફાન અનૂપ.
સુશીલા સુંદરી સ્વામીને સાટે પ્રાણ દઇ,
કુળ બળથી ઉડાવે આપત્તિ પતિને ચહી—
અંધો હિણુ અઃપુણ્યનો, વળી હોય અજ્ઞાન;
પ્રીત પ્રેમદા પાળશે, ગણાય તો ગુણવાન.
ખરે જગ બાગમાં માળી થઇ ઘર જાળવી રહી,
સુખી આયે સદા તે સાધવી સંતોષ લઇ—

ઇન્દુમતી— ૨૭

શામળીયા મન દુઃખ લ્યો શાને,
મળીશું શુભ પ્રસંગે, શુભ પ્રસંગેરે—

મુળરાજ—સુંદર વેલી સતાવ તું શાને,
નવરાવી પ્રીત રંગે, તું પ્રીત રંગેરે—

ઇન્દુમતી—દિલ દઝાવવું, નાહક બાળવું;

મુળરાજ—આયુષ્ય ગાળવું, આ......પ્યારી વીના,
તારા વીના—

ઇન્દુમતી—( રસિલા એમ તો કુમુદની બીડાઇ જશે )

મુળરાજ—( તો તારો ચંદ્ર શીતળતાથી ખીલાવશે )

ઇન્દુમતી—પ્રેમઘેલા મારા પાતળીયા,
રસકુંડમાં પડયું છે અંગ, પડયું છે અંગરે—

મુળરાજ—રસિલી સુંદરી, પ્રેમ રસે ભરી;

ઇન્દુમતી—મળશું તો ફરી.

મુળરાજ—આ.. ...પ્રાણ પ્યારી, વ્હાલી મ્હારી—

અમૃત— ૨૮

શ્યામ મને સાચી નીતિથી તું સહાય દે,
પ્રીતીથી સહાય દે, ભીતિને દહાય દે—શ્યામ૦

રૂપ ને રંગ ફેરવીને, ભીલડી હું બની જાઉં;
યુક્તિથી સખી માહરીને, જલ્દી છોડાવી હું આવું—નીતિથી૦

અબળા છું હું એકલી, પણ સબળા કર તું નાથ;
ત્રણનો મેર તું કરે, પ્રભુ માગું એવું જોડી હાથ—નીતિથી૦

હાસીયો— ૨૯

પીયો મનહર સુખકર મધુરસ પ્રીત ભરીરે—
રમો રસમાં નરવર, પળ પળ રંગથી;
આહા પમ આનંદ ઘટા ત્યાં ઠરીરે—
ઝુલે ઝળકી ભરેલી સુંદરી,
મધુવનમાં ક્રીડા કર કાનુડોરે—
કરે પ્રીતિનું પાન તો વ્રજ નારીઓરે,
રંગે રમતી જોડી સુકુંજ વાડીયોરે;
રસિક ભોગી ભ્રમરને રસે ડુબાવીયોરે,
અહા અનુપમ આનંદ ઘટા ત્યાં ઠરીરે—રે ઝુ૦

હીરૂ— ૩૦

હું તો નવિન નખરાં કરતીરે, રંગીલાનાં મન હરતી;
હીરા—માન માન મારૂં કહ્યું માન મારી દીલજાન.
કરૂં કુરબાન રંગીલી તું હીરલી વ્હાલી ના...ના;
રસીલી તું હીરલી વ્હાલી, ના...ના,
છબીલા તું હીરલી વ્હાલી, ના...ના.
વિશ્વાસી યારને પલાળ્યો બાંધ્યો પ્યારરે,
હવે નમેરી નહિ આ નારી મનહારણીજી;
હીરૂ—જા જા તું દૂર બની ચકચૂર પીટયા અસુર,
હીરા—આ ને હી ર પ ર હ રે—નવિન૦

ઇન્દુમતી—　　　　　　૩૧

અમ્રત ફળ આ નવઘણ રૂપે રાહુ વિખને વેલે—
પાવકમાંથી પ્રગટયું પાણી કૈવચ ફળી છે કેળે,
ઉતરી કોઠીથી ફેરી ચડયો મુજ વારે સુત લ્હેરી-રહી૦

૩૨

બસ બસ ઠાર ઠાર મારૂં પાપી તુંને આવાર ચૂપ,
હઠ ઓ નફ્ફટ હું ભૂલાવું તારી ક્ષત્રી વટ—
કાઢું પ્રાણ, તું નાદાન, ઝટપટ આ અસીની ધાર—બસ૦

**નીલી**—દયા તજી દીનને દમે, મદાંધ જે મતિ હીન;
અંતે તે દુઃખીયા થયા, દશા ભોગવી દીન.

**રાહુ**—નહિ લવરી કર તું તારી, પાપીને પડખે ચડનારી;

**નવઘણ**—મારોને માર, ઠારોને કાળ, ધારો ન બાળ, કરો ન વાર.

**નીલી**—( પતિ આ અનીતિ થાય છે. )

**રાહુ**—ચૂપ-બસ બસ૦

**સોમનાથ**—　　　　　　૩૩

રાજા નીતિ રાહે નક્કી તારો જય થશે,
રિપુ તારા ખળદળ કેરો લય થશે—રાજા
પરિતીય માતા ગણી સુજ્ઞાતા સદા વિજય પામશે,

કરણી કલિત કરજે કુશળ કર સેતું કેરા કરણજે,
તરણી તુરત તરવા તને તેણે તું તારણ તરણાં જે;
ધરણી ધરમ ધારી ધસા ધર ધ્યાન ધરણી ધરણજે,
પરણી પરમ પદ પામવા પ્રભુપાદ પ્રીતિ પરણજે—રાજા૦

વારાંગનાઓ— ૩૪

ચડે રણુ સોલંકી સરદાર,
પ્રીતિ યવન તણું દળ દળવા;
કર લીધી તલવાર તીક્ષણ ધાર થઇ તૈયાર—ચડે૦
ગૌ દ્વીજની હાની અટકાવા બાંધી કમર કટાર,
વદો આ વાર જય જયકાર— ચડે૦

સોમેશ્વર— ૩૫

ધીર ધર રાજારે આ તુજ દીન જશે કલેશને વિસારીરે—
ધીર ધર૦

આપું હું ઔષધ દુઃખ હરણ આ,
મેળવ જ્ઞાન સુવારી, પા તન શાન્તિ થશે—ધીર૦
જન્ન શીર જનની જનમ સંગાતે,
આધી વ્યાધિ ઉપાધિ જતાં ઉર એ હણુશે—ધીર૦

અમૃત— ૩૬

પ્રીતમ પાતળિયા દર્શન જોયા તમારૂં,
આનંદે મળીયા હરખ્યું આ ચિત્ત મારૂં—
મોહન મણી મનહરણી સાળા,
અખંડ ઝળકે જગમાં પ્યારા,
થયા સુખદ, સૂર્યોદય મારા,
પ્રેમ પાન કર્યું અમૃત ધારા;
જીવન થયું સુખીયારૂં— પ્રીતમ.
પુષ્પ ઉપર જેમ પત્રની, છાયા રહે સદાય;
પ્રીતમ ચિત પ્રેમદા પરે, નિર્મળ રહે જગ માંય.

કનકપ્રભા તથા દાસીઓ— ૩૭

મારી મારીને નેહ ભર્યાં નેણુરે માયા લગાડી ગયો મોહનજી,
પ્રેમ પાસમાં ખાસ બાંધી એની, આશા આપી ગયો સુખ દેણુરે—માયા.
ભયથી બચાવીએ ભુપે ભાવેથી રૂપે અનંગ સમાનરે વારી જાઉં નવઘણુજી.

સુની સેજું સુનાં સુખડાં સુના તન શણગાર,
એ ગુણસાગર વીણ નવઘણજી સહુ દેખું સુનકાર.
વારી વારી વનીતા તારા નામનેરે,
કનક કામની લજાવે કામબાણુનેરે— વારી વારી.

દાસીયા— ૩૮

રંગ માણોરે મહારાજ કોડીલા કનકના શીરતાજ
સુધાર્યાં કાજ હો—રંગ૦
પુષ્પે રમોને રામા, પુષ્પે રીઝાવો, પુષ્પેથી પ્રેમે વધાવો,
હો છાયો આનંદ આજ—

નવઘણ—રસ ભરી તું ચાલ ચતુરી,
કનકબા—વશ કરી મુને કીધી આભારી.
નવઘણ—મહદ ભાગ્ય ગણું પ્રિયે મારાં,
કનકબા—શાણા નહીં શરમાવો દારા.
નવઘણ—( ત્યારે ચાલીશું )
કનકબા—( હાજ તો ) રંગ માણોરે૦—

હીરૂ— ૩૯

નીતિ રંગ લેવો નિત પ્રાણ, આ, હા,
હીરા—પ્રીતિ રંગ દેવો, દિલ જાન. વ્હા, વ્હા—
વિમળ વિચાર તણું આખરે થવું જ ભાન.
હીરૂ— માથે ધરીને માશુકની કલગી,
મોહનજી તો મોહ્યા પરનાર.
હીરા—આંખે અડાડ્યું તે આશકનું અંજન,
કીધો ન કાંઇ વીચાર—નાજુકડી નાર.
તારે નખરે અંજાઇને આવ્યો ખેંચાઇ આ વાર.
હીરૂ— સુંદર વર ઘાયલ કીધી નિજ નાર—સુંદર૦ નીતિ.

મુળરાજ— ૪૦

રહી હ્રદયે તું રમી, વિયોગે બહુ દમી કરી,
જીંદગી સફળ મારી એક જગતમાં તું ગમી—
ઇન્દુમતી—આવી હું વાલમજી મળવા,
તન મન ધન મુજ અર્પણ કરવા,
મુળરાજ—મ્હા રસીલી વ્હા છબીલી,
આલિંગન દે નમી નમી,
એક જગમાં તું ગમી–રહી હ્રદયે૦

૪૧

મુળ૦—વનિતા વાક્ય તારાં હો તારાં હો તારાં અતિ લાગે પ્યારાં,
સોલંકી છો શુરા અરી છેદનારા દીપાવી આ દારા અરે વાહ, વાહ.
ઇન્દુ૦—શસ્ત્ર સજી સંગ્રામે ચડતાં વાહ અરે યે વાહ વાહ,
પ્રાણ જતાં પાછા નહિ ફરતા, વાહ અરે યે વાહ વાહ.
મુળ૦—મેદાન ખેદાન કરૂં હરીરૂપ હોંશે ધરૂં.
ઇન્દુ૦—શાણા તમ સંગ ફરૂં, અરીને આખર કરૂં.
સ૦—હર હર મહાદેવ, જય સોમનાથ.
ઇન્દુ૦—શુરા સૈન્ય તૈયાર તૈયારી તમ ચાહે મુજ નાથ,
કેશરીયાં કરવા વેગે જઈ ચટક ચટક ચટચટ વનીતા.

લશ્કર— ૪૨

ધન્ય દિવસ ધર્મ માટ પ્રાણ આપી,
ઝુઝવા એ વિપ્ર કાજ થયા તૈયાર થયા તૈયાર.
મારી માર મારી માર, અસુર પુર શુર શસ્ત્રધારે,
ભક્ષ ભુત ભૈરવોને આપવા ધરો અપાર.

ખનનન ખનનન ખંજર સનનનનન સાંગ ધનથી ગરજે તોપ.
ચપલ વીજ ચમક સમસુતેગ ત્રસિતને રૂધિરનું બલી ચો ધરી પ્યાર.
ફુલ હાર હાથ અપ્સરાઓ વીર શોધતી સુપ્યાર ધારી,
લઈ જવાનો સાથ સ્વર્ગ દ્વાર--ધન્ય.

સર્વ પાત્રો--                ૪૩

જય પામ્યા જગમાં ધારી રહ્યા જે સુનીતિને,
જુવો રાજા સોલંકી નીતિની રાહે ચાલ્યો.
તો ઉત્યો જગમાં અજીતને-        જય પામ્યા૦
તેવો રાહુ અટંકી થઇને કુચાલે ચાલ્યો,
આખર દુઃખ પામ્યો લઇ અનીતિને     જય પામ્યા૦
જય અંબે જય અંબે,
વિજય વિજય વિજય, વિભુ આપીયો.
ભર્ત્ત ભુમી દ્રોહીને ઉથાપીયો,
વીકટ વખત આર્ય તણો કાપીયો.
ઉદય ઉદય કરીયો અચલ, સુનીતિ સુરજ.
તેં પ્રભુ સૌ સ્થળ વાહ વાહ વાહ વાહ.     જય પામ્યા૦



# જી. સી. દસ્તુર.

## આર્મીંગ પીલ્સ (ધાતુપૌષ્ટિક ગોળીઓ).

આ ગોળી લાંબા વખતના અનુભવ બાદ એના ગુણ વિશે પુરી ખાત્રી થયેથી બહાર પાડવામાં આવી છે. પાંડુરોગ, નજળો, માથાનો દુખાવો, હાથ પગની કળતર, મગજનું ખાલી પડવું, જઠરાગ્નિનું મંદ પડવું, સ્વપ્નાવસ્થામાં વિર્યશ્રાવ, કુછંદ તથા કુટેવથી પ્રાપ્ત થએલી નબળાઇ તથા નપુંસકપણ તેમજ થતો ક્ષય એ દરદોપર આ ગોળીઓ ખાસ ચમત્કારી રીતે અસર કરે છે એથી મંદ પડેલી જઠરાગ્નિ સતેજ થાય છે ખોરાક હજમ થાય છે શરીરમાં દીનપર દીન લોહીનો વધારો થતો જાય છે નબળી પડેલી નસોને તાકાત મળે છે અને મગજ સ્થીર થાય છે એ ગોળીની બનાવટમાં ફોસફરસ દરમીયાન કોકો (લેક્ટેટ્ટ) ઓફ પેપ્ઇન (પેપ્ટોનાઈઝ્ડ પેપ્ઇન) તેમજ બીજી પૌષ્ટિક દવાઓ વાપરવામાં આવી છે ૪૨ ગોળીની શીશીની કીંમત રૂ. ૧

## સ્પેશીફીક ફીવર મીક્ષ્ચર.

ત્રીજીઓ, રોજીઓ, એકાંતરીઆ, ચોથીઓ, પીત જ્વર જીર્ણ જ્વર તેમજ લાક્ષણીક તાવ (બીજા દરદનાં લક્ષણ તરીકે આવતો તાવ) જંગલી ફીવર વીગેરે તમામ જાતના જ્વર (તાવ) માટે આ દવા મીક્ષ્ચર એ રામબાણ ઉપાય છે એ મીક્ષ્ચર (તાવ) હોય યા ન હોય તો પણ લીધામાં આવે છે. કિંમત રૂ. ०॥।.

## સ્પેશીફીક ફીવર પાઉડર.

આ પાઉડર રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ, પીત જ્વર, જીર્ણ જ્વર તેમજ લાક્ષણીક તાવ (બીજા દરદના લક્ષણ તરીકે આવતો તાવ) જંગલી ફીવર વીગેરે તમામ જાતના જ્વર (તાવ) માટે આ હમારો પાઉડર એક વીજળી મીસાલે કામ કરે છે એ પાઉડર માટે હમો હમારે મોઢે કહેવા કરતા સુરત જીલ્લામાંના કોઇ પણ માણસને પુછવાથી ખાત્રી થશે. ગરીબ લોકોના કૃપાને માટે આ હમોએ ખાસ પાઉડર કાઢયો છે એ પાઉડર તાવ હોય યા ન હોય તો પણ લેવામાં આવે છે.

**વેચનાર—ઠાકોર બ્રધર્સની કું. કેમીસ્ટ ફાણુપીઠ—સુરત.**

# જાહેર ખબર

નીચે લખેલા ઓપેરા કંપનીમાંથી રોકડી કીંમતે મળશે

| | | | |
|---|---|---|---|
| જગતસિંહ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| શૈલબાળા | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| વિદ્યાપ્રતાપ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| પ્રેમચંદ્રિકા | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| ચંદ્રકાન્તા | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| નર્મદા | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| સતિ સુંદરબા | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| રમણ સુંદરી | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| સંસારી સાવિત્રી | ...નાટકના | ઓપેરા... | ...૦-[illegible] |
| સીતા સ્વયંવર | ...નાટકના | ઓપેરા... | ...૦-[illegible] |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| નરસિંહ મહેતો | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| મીરાંબાઈ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| ગોપીચંદ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| ધ્રુવકુમાર | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| ભક્તરાજ પીપાજી | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| સુરશ્યામ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |
| રાધા પ્રેમભક્તિ | ...નાટકના | ઓપેરા... | ...૦-૨-૦ |

નરસિંહ મહેતો, મીરાંબાઈ, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી, ધ્રુવકુમાર, સુરશ્યામ તથા રાધા પ્રેમભક્તિના નાટકની ભાષણ સહિત મોટી બુકો આઠ આનાની કીમતે કંપનીમાંથી અર્ધ-પણું વખતે મળી શકશે.

ગ્રંથ કર્તા